# શ્યામ સુંદર શ્રી યમુને મહારાણી ની જય



હે મહારાણી! આપને નમન હો! આપને વંદન હો! આપને દંડવત પ્રણામ હો!

## *Vibrant Pushti*

## " જય શ્રી કૃષ્ણ "



હે ભક્તોની મહારાણી!

વ્રજની પટરાણી

શ્રી કૃષ્ણની ચતુર્થ પ્રિયાણી

સૂર્યની સૂતાણી

ગોપોની ઠકુરાણી



સુતા દ્રુતા

ધાત્રી દાત્રી

ઉના ઋણા

દોલોત્તમા વાલુકા





સમર્પણ તર્પણ

અર્પણ દર્પણ

આકર્ષણ સંકર્ષણ

પૂર્ણ સંપૂર્ણ



નિરપેક્ષતા સંરક્ષતા

દક્ષતા લક્ષતા

વિશેષતા વિવેકતા

ઉત્તમતા ઉચ્ચતા



પુષ્ટિમાર્ગ ની મહારાણી

શ્રીવલ્લભ ની કૃપાધ્યાની

વૈષ્ણવજન ની ભક્તિવર્ધિની

શ્રીકૃષ્ણ ની ચતુર્થપ્રિયની



સંતાઈ સંતાઈ ને તું ક્યાં સંતાઈશ

લપાઈ લપાઈ ને તું ક્યાં લપાઈશ

થામી લીધો છે સંકલ્પ તારો

તું કાળો બને – શ્યામ બને – ગોપાલ બને

હું તારી કાળી – હું તારી શ્યામા – હું તારી ગોવાલણ

અંતર મંતર તંતર માં શ્યામ તું

મારી રગ રગ માં તું



અપલક નયન થી નિહાળું

આંતર ચક્ષુ થી પખાળું

મન મંદિર માં વસાવું

તન નવત્વ માં જગાવું

હે શ્યામ! તત્વ તત્વ માં છે તારી પ્રીત

સદા ધારા વહે પુષ્ટિ પ્રેમ ગીત



ગોકુળ ત્યાગ્યો મથુરા ભાગ્યો

છોડ્યો રણ ધીર

દ્વંધ દ્વંધ થી થાકી

બેઠો વિશ્રામ તીર

એક સ્પર્શ કાન્હા એક સ્પર્શ

બસ! સદા વિરહમાં ઊભી તારી પ્રીત



પંકજ માળ કણ કણ ઉગાવું

સૂરજ કિરણ થી અંગ અંગ ખિલાવું

તારું શરણ તારું સ્મરણ તારું ચરણ

ડગ ડગ ભરી તારી રમણ સ્પર્શું

મયૂર કાછની તારો વેશ ધરી

પામું વરણ શૃંગાર સજી

ચતુર્થ પ્રિયા બ્રહ્મમાવું



પુષ્ટિમાર્ગનાં હે ગોવર્ધન!

મને તારી પુષ્ટિથી રંગ

તારો રંગ મારે અંગ ભાય

શ્યામ થી શ્યામા થઈ જવું



કમળ પંખ પર સ્થિર ઉભી વાંટ જોઉ માર્ગ નયન નિહારી

તું દૂર જાય યા નિકટ આવે

પણ છે હૃદયમાં કેવળ તારું પ્રતિબિંબ

પ્રીત ની દોરી તારી સંગ એવી બાંધુ

તું સદા વસે મારા પ્રેમ ઉમંગે



નીર થી નીર વહે, વહે મથુરા ને તીર

કદમ થી કદમ ભરે શ્રીયમુનાજીનાં તરંગ

બાંકે મળે ગોવર્ધન મળે મળે કન્હૈયા એધાણ

હાથ પંકજ માળ લઈ ચાલે કાંઠે ઘાટ

તીર તીર તીર તીર કન્હૈયા ઉભો

કેમ કરી ધરાય માળ?

અનેક કન્હૈયા અનેક વેશ ધર્યા

કેમ જાણું પિયા પ્રદેશ?

એક પ્રિયે એક સંગ ચાલે સંગ સંગ



હું પિયા તારી હું દાસી તારી

હું સેવીકા તારી હું પ્રિયંકા તારી

હું વંદન તારી હું નમન તારી

હું શ્રદ્ધા તારી હું વિધાતા તારી

હું પવિત્ર તારી હું સર્વત્ર તારી

હું શ્યામા તારી હું સાંવરી તારી

હું આત્મા તારી હું ધર્માત્મા તારી

હું કારણ તારી હું ધારણ તારી



જે જે કદમ તારા તે તે માર્ગ મારો

જે જે વેણ તારા તે તે ઋણ મારું

જે જે વિચાર તારા તે તે આકાર મારો

જે જે ક્રિયા તારી તે તે પરિણામ મારું

જે જે વિશ્વાસ તારો તે તે પવિત્રતા મારી

જે જે પ્રેમ તારો તે તે સેવા મારી

જે જે સૂચન તારું તે તે ફરજ મારી

હે કન્હૈયા! જ્યાં જ્યાં તું ત્યાં ત્યાં હું

તારી લીલા સદા ગુણ ગાઉં

આનંદ ઉમંગ તારા જીવન શૃંગારું



અંગ અંગ થી તારું અંગ

સંગ સંગ થી તન ઉમંગ

રંગ રંગ થી એક રંગ

શ્યામ શ્યામ થી શ્યામા તરંગ

યમુના યમુના થી મુકુંદ

સૂર્ય સુતા થી કૃષ્ણસુધા



શૃંગાર સજુ તારા નયનો થી

આંચલ ઓઢું તારા અંગો થી

સુહાગ રંગાવું તારા રક્ત થી

ગજરા બંધાવું તારી સુગંધ થી

માળા પહેરું તારા બાજુ થી

પાયલ ગંઠાવું તારા સંસ્કાર થી

અંગ લગાવું તારી ઊર્જા થી

શ્યામ! શ્યામ! ઓ શ્યામ!



મારા ઉત્કટ રેણું સ્ફૂરે અમંદ અમંદ

નવકાનન મોદ પ્રકટે મધુર મધુર

મારી ધારા સઘોષે અનંત ઉજ્જવળે

ઉલ્હાસ વિલાસે ગમન મગન

મારી મુક્તિક વાલુકા પ્રકટે તરંગ રંગે

જયતિ પ્રેમ મુકુંદ રતિવર્ધિની



કુમ કુમ પગલે પુષ્ટિ પ્રજાળું શ્રીનાથ શરણે પહોંચાડું

બ્રહ્મસંબંધે પુષ્ટિ જગાવી જીવ શરણાગત સ્વીકારું

શ્રીવલ્લભ દીક્ષિત પુષ્ટિ સિદ્ધાંત શિક્ષિત જાગતિક કષ્ટ નષ્ટાવું

પ્રીત દોરે પંકજ ફૂલે પુષ્ટિ જીવ માળા બંધાવું



હે શ્રીનાથજી! હે શ્રીપુષ્ટિનાથજી! હે શ્રીવલ્લભાચાર્યજી!

આવી છું હું પુષ્ટિ દ્વાર, લાવી છું પંકજ ફૂલ માળ

એક એક પુષ્ટિ જીવ બાંધ્યો છે પુષ્ટિ વિધાનમાં

દાસ બન્યો છે પુષ્ટિમાર્ગ સિદ્ધાંતમાં

પુષ્ટિ રંગ પુષ્ટિ ઉમંગ પુષ્ટિ તરંગ પુષ્ટિ સ્પંદન

જગાવે શ્વાસ શ્વાસ ઉડાવે ઉચ્છવાસ ઉચ્છવાસ લુટાવે રાસ રાસ

હું યમુના તારી પૂજારણ! સદા સ્મરું પુષ્ટિ શરણં



શ્યામ! હું શ્યામા થઈ ગઈ

હે શ્યામ! હું શ્યામા થઈ ગઈ

તારો રંગ લાગ્યો અંગ અંગ

તારી પ્રીત બાંધી સંગ સંગ

છું હવે તારી કાળી કામણગારી

શ્યામા શ્યામા વર્ણ શણગાર્યો પ્રેમ નો

નાચુ તારે રંગ શ્યામ રંગ લુટાવું

હું શ્યામા થઈ ગઈ, શ્યામા શ્યામ થઈ ગઈ





એક એક શૃંગાર પર એક એક પ્રીત

અંગ અંગ પર સજાવું પ્રેમ ની રીત

કોમળ કોમળ કેશ બાંધે રંગ રંગ ફૂલ

ગૂંજન ગૂંજન ભંવર ગાયે પ્રેમ નાં અબોલ



હંસ શુક મયૂર મને સાદ કરે

હે યમુને ! તુ સદા કોને યાદ કરે?

જેનાં વિરહ માં આપ પાગલ

તેને મળવા અમે છે ચંચળ



હે મારાં યુગલ પ્રિયતમ! પધાર્યા આજે મારાં આંગણ

નિત નિત સદા સ્મરું હું પ્રિય પ્રિયતમ ઝાંખી

પ્રેમ પ્રીત હું કરું સમર્પિત, બિરાજો મારાં આતમ નૈનન

દાસ દાસી ની સેવા સ્વીકારો, હે મારાં મોહન

પ્રેમ ધારા થી ચરણ પખાળું, પ્રીત પંકજ માળ પહેરાવું

આનંદ આનંદ પરમાનંદ લુટાવું, સદા શરણ આપનું પામું



કદમ કદમ કદમખડી ઊભી

હાથ ઊંચો કરી પ્રેમ સંકેત દર્શાવું

મને મળવાની છે એક જ આશ

વિનંતી કરું તું રાખે તારી પાસ

મન મન તારી લીલા ગાઉં

નજર નજર થી પ્રેમ પુકારું



હે કાન્હા! તું કેવો છે પ્રેમી પ્રિયતમ નાથ

ક્ષણ ક્ષણ તારો વિરહ પામું

દૂર દૂર સુધી તારી રાહ નિહાળું

મારો કેવો છે તું ભરથાર! સદા સ્મરણ થી છે મારી પાસ



હું ઉભી છું વિશ્રામ ઘાટ કાન્હા ક્યાં છે તારી ભાળ

સોળહ શણગાર સજી નવલા રંગ ધર્યા મેં

હાથ માં કંગન પગ માં પાયલ પહેર્યા, લાલ ચુનરી નાં આંચળ ઓઢયાં

માથે સેથી સિંદૂરી નાકે નવકેસરી નથ બાંહે બાજુબંધ બાંધ્યા

ગળે નવલખા હાર વૈજયંતી તુલસી ની માળ

એક એક આભૂષણ કરે પ્રિયે શ્યામ પોકાર



લાવી છું ફૂલડાં ની માળ પ્રિયતમ તારા પ્રેમ માં

લાવી અંતર શણગાર પ્રિયતમ તારા પ્રેમ માં

મોગરા નાં ફૂલ ની  કલગી ગૂંથાવી

લાલ ગુલાબ ની પંખુડી બંધાવી

માથે સહેરો બાંધ્યો છે આજ પ્રિયતમ તારા પ્રેમ માં




શ્રીનાથજી નાં શરણો માં

મારી સેવા તારા  ચરણો માં

જળ પ્રેમ અમૃત ની ઝારીજી ભરી

રાતો રાતો નેવરાનું વસ્ત્ર ધરી

કરું નિત નિત રટણ

મારી સેવા તારા ચરણો માં



પધાર્યો મારો પ્રેમ નાથ મારે દ્વારે રે

હૈયુ મારું આનંદ ઊર્મિઓ થી નાચે

ધડકતી ધડકન મધુર ગીત ગૂંજે

ઉછળે મારું દિલ પ્રેમ ઉમંગે

આવ્યો મારો પ્રિયતમ મારે દ્વારે

કદમ કદમ પર વ્હાલો ચરણ પખાળે

પ્રેમ અમૃત નો સ્પર્શ કરાવે

અંગ અંગ મિલન રોમાંચ જગાવે

આવ્યો મારો પ્રિયતમ મારે દ્વારે



હે મારી યમુના ! ચતુર્થ પ્રિયા મારી યમુના !

પુષ્ટિ સૃષ્ટિ મારી યમુના

ભક્ત વત્સલ પ્રિય સાંધનારી મારી યમુના

વૈષ્ણવ જીવ રૂપાંતરિત મારી યમુના

શ્રી વલ્લભ શિક્ષિત જીવ રક્ષતિ યમુના

જીવ જગત સૃષ્ટિ વિચરિત યમુના

મૂલ કાર્ય સંરચિત યમુના

પ્યારી પ્યારી વૈષ્ણવ દુલારી શ્રી યમુના !



ઉત્કટ અનંત પ્રેમ સ્રોત્ર ઉમંગે

ડગ ડગ પ્રિયતમ પ્રેમ સ્મરણે

દોડે શ્રીયમુના રગ રગ આનંદે

મિલન પ્રેમ પંથ કંથ ઉજારે

મધુર મધુર ઉર્મિ ઉભરાય

ધડક ધડક આંતર ગૂંજ ગૂંજાય

હે પ્રિયે ! હું આવી તારે દ્વાર



હે શ્યામ ! મારી આંખો હરખાય

હે શ્યામ ! મારા અધર કંપાય

હે શ્યામ ! મારી ધડકન થડકાય

હે શ્યામ ! મારા અંગ ઉભરાય

હે શ્યામ ! મારા સ્પંદન વિખરાય

હે શ્યામ ! મારા રંગ ઉડાય



મધુર મધુર મિલન અમારું

સૃષ્ટિ પ્રકૃતિ કરે ઉજિયારું

મદ મસ્ત પંકજ સુગંધ વહે

મયૂર પોપટ કલરવ ગૂંજે

ખંડ ખંડ અંગ ઉપાંગ સ્પર્શ

પૂર્ણ અપૂર્ણ સંપૂર્ણ પ્રીત રસ



કમલાવલી – વ્યપદેશધારિત – શ્રીકૃષ્ણયુતભક્તહૃદયે!

સતતમતિશયિત – હરિભાવના -જાત તત્સારૂપ્ય – ગદિતહૃદયે!

સ્મારયસિ ગોપીવૃન્દ – પૂજિત – સરસમિશ – વપુરાનન્દ – કંદે!

સંગતા – સતતમિહ – ભક્તજન – તાપહ્યતિ – રાજસે – રાસરસ – સાગરે!

હે શ્રી યમુનાજી! આપ અલૌકિક હો

શ્રી વિઠ્ઠલનાથજી નાં શબ્દ વચન



હું વાદળ ઘનઘોર હું શ્યામ ચિત્તચોર

હું શ્યામ રંગ વર્ણી આત્મા શ્યામ ધણી

તનમન શ્યામ શરણી ધનજીવન શ્યામ ચરણી

શ્યામ શ્યામ થી હું શ્યામની

જીવનની પ્રેમ સુધા ઘનશ્યામની

હું શ્યામ ની પટરાણી હું ગોપાલ ની ઠકુરાણી

હું વ્રજ ની મહારાણી હું પુષ્ટિ જીવ ધરણી

શ્યામ શ્યામ થી હું શ્યામની



તારી રાહ નિહાળું તારી વિરહ નિખાળું

તારા વચનનાં અર્થ માં બંધાઉ

તારી લીલા ને વાગોળુ તારા વિચારો માં ભમું

તારા દર્શનની ઝંખના માં અપલકું

તારા શૃંગાર ને શણગારુ તારા ખેલ માં ખેલું

તારા અર્ચનની વિહવળ માં તડપું



ચરણ શરણ પાયલ બંધાવી અર્પણ આત્મા સમર્પણ કરી

તારે આંગણે અંગ અંગ બંધાણી કરું સેવા સ્નેહથી

ચરણ ચરણ સાથ મૂકી વચન સંસ્કાર નિભાવું વધી

તારા નયને જગત જણી જણી સંગ ચાલુ કર્મ થકી

આનંદ પરમાનંદ પ્રેમાનંદ સ્વરાટાનંદ આત્માનંદ ન્યોછાવરું

જનમ જનમ જગત વરણી પુરુષાર્થ ધરું ધર્મ ભરી



શ્રીનાથ શ્રીનાથ હું આવી તારે દ્વાર

હાથ હાથ ધરી પુષ્ટિ જીવ પંકજ માળ

સજયો સોળ કળા શણગાર

પહેર્યો મુકુટ કાછની સીરધાર

ડગલે પગલે છે નામ સ્મરણ આધાર

મન સંકલ્પ દર્શન કાજ ઉભી આકાર

સમર્પણ પ્રેમ સ્વરુપ એક સાક્ષાત્કાર



કૃષ્ણ કન્હૈયા વ્રજ બસિયા પ્રેમ રસિયા

લુંટીયા ગોપી અહંકાર

ગોપાલ ગોવિંદ રક્ષણ તાર્યા આનંદ વર્યા

પાથર્યો પ્રેમ ઉજાસ

ગિરિરાજ ગોવર્ધન ધરણ સત્ય આચરણ

સ્થાપ્યો ધર્મ ન્યાય

આવી લીલા કંઇ કંઇ વરણે પ્રેમ પ્રેમ થી સદા શરણે



શ્રીનાથ સંગ શ્રી વલ્લભ રંગ

શ્રી ગિરિરાજ અંગ શ્રી યમુના તરંગ

શ્રી પુષ્ટિ જંગ શ્રી વૈષ્ણવ ઉમંગ

શ્રી જીવ અનંગ શ્રી આત્મા પ્રેમાંગ

આ છે શ્રી યમુના લીલા

આ છે શ્રી પુષ્ટિ સલીલા



એક જીવ અનેકો જીવન

એક જીવ અનેકો સ્વરૂપ

એક જીવ અનેકો અવતાર

એક જીવ અનેકો કર્મ

એક જીવ અનેકો ધર્મ

એક જીવ એક આત્મા

એક જીવ એક પ્રેમાત્મા

કાન્હા! બસ આ છે બ્રહ્મ



હું શ્યામ રંગી પિયા ઉભી તારા ઢંગે જિયા

તારી બાંકી પાઘ પહેરી તારી કામળી ઓઢી

તારી હાથ લકૂટી ધરી તારી ગુંજા માળા ધરી

તારા તીરછા ચરણ ભરી ઉભી ગોવાળ વેશ સજી

તારી ચૂડીયા બાંધી તારી વૈજયંતી માળા ગૂંથી

તારી અંગ પાયલ લહરી તારી સંગ સંગે ઉભી



હું યમુના હું શ્યામા

હું સૂર્યા હું ચતુર્થ પ્રિયા

હું સકળ સિદ્ધા હું મુરારિ પદ્મા

હું કાલિન્દી હું દમંદ ઉજ્વલલા

હું નવ કાનન હું પુષ્પામ્બુના



હે કરુણામયી ! હે દયામયી શ્રી યમુના !

સ્મરણ સ્મરણ પુષ્ટિ જીવ સાંભરે

દૌડે મૃગ ફાળ જગત આંગણે

કણ કણ સીંચે જીવ જીવ પુષ્ટિ પય પાને

પરબ્રમ પ્યારી શ્રી વલ્લભ ન્યારી

શ્રી યમ ભગિની પુષ્ટિ જીવ ધાત્રી

દ્વાર દ્વાર પર સદા ઉભી પુષ્ટિ ગુણ સંચરે



દર્શન દ્યો મને શ્રી યમુના રે !

આવી ઉભો તારે તટ મારી પુષ્ટિ ધાત્રી .. દર્શન દ્યો મને

ઠકુરાણી ઘાટે શ્રી વલ્લભ ચરણ પામ્યા

વિનંતી કરી પુષ્ટિ પથ પામવા

સ્વ જીવ ને વૈષ્ણવ પ્રજ્વળવા

સ્વીકારી યાચના દાન દીધા બ્રહ્મસંબંધ કેરા .. દર્શન દ્યો મને

ગોવિંદ ઘાટે પુષ્ટિ જ્ઞાન ઉજાળયુ

અજ્ઞાની જીવનું તેજ પ્રકાશ્યું

ઘટ ઘટ પુષ્ટિ જીવન સંચર્યું

કરાવ્યું શ્રી યમુના લીલાનું પાન ..

દર્શન પામ્યો શ્રી યમુનાષ્ટક જાણ



હે રી સખી! તુ શ્યામ સજની

તુ પ્રિય કાલિન્દી તુ વિલાસ ગમની

તુ સઘોષ ગતિ દંતની તુ સમધિ

તુ દોલોતમિ તુ મુકુંદની

તુ જયતિ તુ રતિ વર્ધની

તુ પદ્મ બંધી તુ ભુવન પાવની

તુ કૃષ્ણ સંગીની તુ સ્નેહ રાગિણી

તુ પુષ્ટિ કૃપાળુ તુ દોષ નિવારુ

તુ શ્યામ રંગીની તુ વ્રજ ધાત્રી



શ્યામ પિયા તારી નવ વધૂ

તારી શૃંગારું તારી સજાવું

શ્યામ તારી પુષ્પ પલ્લિત

તારી રંગ રંગીત તારી પ્રીત વંદીત

શ્યામ તારી રૉમ રૉમિત

તારી ભોમ ભૌમિક તારી રજ રંજિત

શ્યામ તારી નયન કાજળ

તારી વદન આંચળ તારી રમણ સજળ

શ્યામ તારી નવ નાર

તારી ભવ પાર તારી પ્રીત ધાર

શ્યામ તારી નિકુંજ તારી નિકુંભ

તારી સોમ કુંભ તારી ૐ બ્રહ્મ



રમીએ સંતા કૂકડી નયન શોધે કોર કોર

અંતર મન ચક્ષુ ઝાંખી વંછે

વિરહ અંશુનીર ડબ ડબ ડબકે

અંગ અંગ ભટકે ચારે કોર .. નયન શોધે કોર કોર

દશ દિશાએ પ્રિયતમ ભાળે

હૃદય નિકુંજ શ્યામ સાંભળે

શ્વાસ ઉચ્છવાસ કરે દોર . નયન શોધે કોર કોર



તું ગાયો ની રખવાળ તું ઇંદ્રિયો ની પખવાળ

તું જીવન ની ઉજિયાળ તું પુષ્ટિ ની ભરમાળ

તું પ્રેમ ની પતવાળ તું વિરહ ની જ્વાળ

તું જ્ઞાન ની કાજળ તું વૈષ્ણવ ની વિહ્વળ

તું મુર અસુર કાળ તું અક્રૂર કુબ્જા ભાળ

તું પંકજ પદ્મ માળ તું ભક્ત વત્સલ વિશાળ

તું અંબુજ સ્ફૂરણ જળ તું મનન સ્પંદન મૂળ

તું અષ્ટસખા અચળ તું પુષ્ટિ જીવ સજળ

હે યમુના! હું તારી ચરણ કેરી ધૂળ તું મારી જનમ જનમ ની કુળ



વહે નીર નીર યમુના કરે પુષ્ટિ પ્રીત

બિંદુ બિંદુ સિંચે પુષ્ટિ સંસ્કૃત

રેણુ રેણુ ગૂંજે પુષ્ટિ તરંગ

વહે નીર નીર યમુના પુષ્ટિ ધિર

તટ તટ ઉભે પુષ્ટિ ભીંત

ખળ ખળ કહે પુષ્ટિ રીત

વહે નીર નીર યમુના પુષ્ટિ તીર



ચૂંદડી ઓઢી ઘનશ્યામની ઉભી હું પંકજ માળ સખી

માથે માંગ ભરી શ્યામની ઉભી હું પ્રેમ નજર ભરી

ભાલે કુમ કુમ બિંદી મોહનની ઉભી હું પ્રિય વરણ થકી

નયન અપલક મન અચલક પ્રેમ વિહવળ ભરી

મારા નયન શ્યામ સાદે મારું મન શ્યામ ગૂંજે

શ્યામ હે શ્યામ! નયન મિલાવ એક ઘડી





તારી જોગણ તારી ભકતણ તારી વરણ તારી શરણ

તારી કરણ તારી ચરણ તારી ભરણ તારી ધરણ

તારી પૂરણ તારી વિહરણ તારી પૂજારણ તારી નીરણ

તારી રક્ષણ તારી તરણ તારી શ્રવણ તારી ધ્રવણ



શ્યામ મને લાગ્યું તારું ઘેલું ઘનઘોર

ઘનઘોર ઘને શ્યામ શ્યામ ચકોર

તારા તે નામ ની ધૂન લગાવું

તારા તે ધામ ની રજ ઉડાવું

શ્યામ મને લાગ્યું તારું ઘેલું ઘનઘોર



સચ્ચિદાનંદસ્વરૂપા – જળરૂપા – અનુગ્રહરૂપા

તુર્યપ્રિયારૂપા – શ્યામવર્ણરૂપા – ગોપીસ્વરૂપા

પુષ્ટિસ્વરૂપા - વલ્લભઆરાધનસ્વરૂપા – સ્વામિનીસ્વરૂપા

પુષ્ટિજીવધાત્રી – વૈષ્ણવજનયાત્રી – કૃપાજલધિસંશ્રિતે



વરણલબ્ધ બીજભાવયુક્ત

સકલસિદ્ધિદાયકત્વ

સ્મરપિતુઃ સ્મારકત્વ

મુકુન્દરતિવર્ધકત્વ

નમનસંપાદકત્વ

મનઃ સુખંભાવકત્વ

મનઃ પ્રવેશપૂર્વકભક્તિમાર્ગપિક્ષિત નૈર્ગુણ્ય સંપાદકત્વ

સ્તુતિકારકત્વ

વ્રજભક્તકૃપાપાદકત્વ

સમસ્તદુરિતાનાંક્ષયકારકત્વ

સ્વભાવવિજયપૂર્વકં મુકુન્દસંતોષકારકત્વ

મુકુન્દરતિસાધકત્વ

સ્મરશ્રમજલાણુંસમ્બન્ધકારકત્વ



સાક્ષાદ્ભગવત્સેવોપયોગીદેહાપ્તિઃ

તલ્લીલાવલોકનમ્

તદ્રાસાનુભવ

સર્વાત્મભાવઃ

વિયોગેપ્યન્તઃ પ્રાકટ્યાત્ કોષપ્રતિમાન્યાયેન ભગવદાવિષ્ટદેહઃ

પરાવૃતચક્ષુષા અન્તરાવિર્ભૂતપ્રભુલીલાવલોકનમ્

ભાવાત્મકસ્વરૂપેણ તદાત્મક તદ્રસાનુભવઃ

વિરહસામયિકસર્વાત્મભાવઃ સ ચ બહિર્ભગવત્પ્રાકટ્યાપેક્ષારાહિત્યેનાન્તરતદ્ભાવનારૂપો વેદ્યઃ



પ્રયોજ્ય

પ્રયોજક

પ્રાપ્ય

પ્રાપકભાવ

પુષ્ટિમાર્ગીય સકલસિદ્ધિહેતુત્વરૂપ

ભગવદ્રતિવર્ધકત્વરૂપ

ભગવત્સમ્બન્ધપ્રતિબન્ધનિવર્તનપૂર્વક તદનુભવાર્હ શુદ્ધિરૂપ

ભગવત્સમાનગુણધર્મસહિત ભગવત્સમ્બંધસંપાદકત્વરૂપ

ભગવત્પ્રિયકલિનિવારકત્વરૂપ

ભગવત્પ્રિયત્વસંપાદકત્વરૂપ

તનુનવત્વસંપાદકત્વરૂપ

લીલાસામયિકપ્રભુશ્રમજળકણસમ્બન્ધસંપાદકત્વરૂપ



હું યમુના શામળા ની શામળી

ભટકું વ્રજ સ્થલી સ્થલી

કુંજ નિકુંજ અંગ અંગ શણગારું

વિચરુ કણ કણ પ્રેમ ગલી

નજરું મારી શ્યામ સ્ફૂરે

અધર ફડફડે શ્યામ ગૂંજે

શ્યામ શ્યામ શ્યામ



નયનો માં શમણાં શ્યામનાં

હું તો ઘુમુ ગલી ગલી પ્રેમમાં

મન નો માણીગર મ્યાનમાં

હું તો દોડાઉ મન ચિત્તચોરમાં

જીગરનો પ્રાણ અંગ અંગમાં

હું તો પ્રાણ પીરશુ પ્રેમ પંથમાં



વિશ્રામઘાટે ઉભી તારી રાહ

એક ઝાકી આપી દે ચાહ

સ્મરણ સ્મરી ભરું આહ

નયન મુંદી કરું ધ્યાહ

ક્ષણ ક્ષણ વીતે દાહ

શ્યામ! એક જ છે નેહ



મયૂર વર્ણી મયૂર પંખી મયૂર ધરણી

યમુના યમુના યમુના

ઉડ ઉડ શ્યામ સ્થલી જાઉં

નિત નિત પ્રેમ સેવા સમર્પું

ગગન પ્રીત ગગન ગીત ગગન બિંદુ

નૃત્ય નૃત્ય ટહુંક ટહુંક શ્યામ શ્યામ ગાઉં



આઓ મોહન આઓ નંદલાલ

આઓ ગોવિંદ આઓ ગોપાલ

થરથરે આ અધર ફડફડે આ હોંઠ

તરસે આ નયન વરસે આ નયન

એક ગોપી ભટકે વ્રજ ગલી ગલી

એક વિહરણ દોડે નિકુંજ નિકુંજ

તારી એક ઝાંકી ને કાજ તારી એક લીલા ને કાજ



શ્યામ ઓ શ્યામ શ્યામ ઓ શ્યામ

હું અધમ ઓધારણ હું દર્શન વિહરણ

હું પુષ્ટિજીવ ચારણ હું પ્રિયતમ શૃંગારણ

મારા મનનાં મંદિરીયામાં તુ વિચરણ

હું થઈ ગઈ તારી પ્રેમ પૂજારણ



પંક પંક પંકાઉ

પંક પંક ઉદભવું

પંક પંક સરજાવું

પંક પંક ઉગાવું

તારી પ્રીત માટે તારી રીત માટે

તારી મીંટ માંડી તારી વાંટ ઉભી

એક એક પંકજ પુષ્ટિ જીવ ગૂંથી

એક એક પંકજ વૈષ્ણવ ચૂંટી

તારી શરણ પધરાવું તારી વરણ બંધાવું



શ્યામ શ્યામ ની લટ ગૂંથી

શ્યામ શ્યામ ની ફૂલમાળા ધરી

શ્યામ શ્યામ ની સૌભાગ્ય સજી

શ્યામ શ્યામ ની શૃંગાર પહેરી

શ્યામ શ્યામ થી શ્યામા થઈ

શ્યામ શ્યામ હું થઈ ગઈ



હે મનનાં ગ્વાલ હે ચિત્ત નાં ગોવાળ

હું બાવરી બનવારી નિરખું ધારી ધારી

અંગ અંગમાં તુ વ્યાપ સ્વર સ્વરમાં તુ જાપ્ય

કર્ણ કર્ણમાં તુ સુણ્ય નયન નયનમાં  તુ દ્રશ્ય

વર્ણ વર્ણમાં તુ વસ્ય પર્ણ પર્ણમાં તુ દાસ્ય

ચરણ ચરણમાં તુ ડગ્ય શરણ શરણમાં તુ સખ્ય

ધરણ ધરણમાં તુ ધર્મય મન મનમાં તુ રમ્ય

કરણ કરણમાં તુ સામ્ય વલણ વલણમાં તુ પ્રાપ્ય



તીરછી નજરની હું દીવાની

તારા પ્રેમની હું પાની પાની

બાંકી અદાની હું મસ્તાની

તારી લીલાની હું વારી વારી

બંસરી નાદની હું પરવાની

તારા કળાની હું મુગ્ધાની



નમામિ યમુના મહં સકળ સિદ્ધિ જન્મ તારણ

કૃપા જલધિ સંશ્રિતે મમ મન: સુખં ભવાય

ન જાતુ યમ યાતના તવ ચરિત્ર મત્યદ્ભૂતમ

મમાસ્તુ તવ સાન્નિધૌ તનુનવત્વમેતાવતા

હરેર્યદનુસેવયા ભવતિ સૌખ્યમામોક્ષત:

તયા સકલસિદ્ધિયો મુરરિપુશ્ચ સન્તુષ્યતિ



શ્યામ! તને નીરખ નીરખ હું થઈ શ્યામા

મારો પ્રિયતમ હું તારી ચતુર્થ પ્રિયા

હાથ પકડી આજે ઊભો મારી કાજે

જગત બ્રહ્માંડ ને તેં પ્રમાણ્યુ

હું તારી પ્રિયા તું મારો પુષ્ટિ તાજ

સ્થાન મારું જ્યાં છે તારું

પ્રેમ પંથ સ્થાપી સિદ્ધુ કાજ

તુ શ્યામ તારી સૃષ્ટિ શ્યામ

મને પ્રીત રીત સિંચન થી કરી હાથ

તારા સિદ્ધાંત તારી ધર્મ સંસ્થાપના

ક્ષણ ક્ષણ સિદ્ધિ કીધી આજ



મેં તો પહરી ચૂંદડી શ્યામ પ્રેમ ની રે

મેં તો સજયો શૃંગાર શ્યામ વરણ નો રે

મેં તો સેંથી પૂરી શ્યામ રંગ ની રે

મેં તો તિલક ધર્યું શ્યામ કર્મ નું રે

મેં તો પુષ્ટિ સર્જી શ્યામ ધર્મ ની રે

મેં તો ગોપિજન પકડ્યા શ્યામ વરણ નાં રે

મેં તો વૈષ્ણવ અંશ તાર્યા વલ્લભ શરણ નાં રે



હે ચિત્તચોર શામળા! હું તારા પ્રેમમાં પાગલ અબળા

હે મનમોહન માધવા! હું તારા મનમાં મોહક શમણાં

હે ગિરિધર ગોપાળા! હું તારી ગૌઓમાં ગૌવાળા

હે મધુર મોહના! હું

હે મુકુંદ મુરારિ!

હે ગોવર્ધન ગિરધારી!

હે બાંકે બિહારી!

હે કૃષ્ણ કન્હૈયા!

હે ગોપાલ ગોવિંદા!

હે કેશવા જાધવા!

હે ગિરિરાજ ધારી!

હે કુંજ બિહારી!



પંક પંક કદમ ભરતા ભરતા પંકજ હું ચૂંટું

એક એક પંકજ એક એક પુષ્ટિ જન પુષ્ટિમાર્ગ માં પોરવું

વૈષ્ણવજન માળા ગૂંથી તારા શરણ પધરાવું

હે નાથ મારા! તારું ચરણ મને ખૂબ વહાલું

હે વલ્લભ! તારા વૈષ્ણવજન અનોખા ન્યારા

એક એક દિશે એક એક જોડે પુષ્ટિ પ્રેમ ઉજિયારા

હે કાન્હા! બ્રહ્મસંબંધથી બ્રહ્મત્વ પામી પુષ્ટિ સંસ્કાર જગાવું

એક એક બેઠક એક એક હવેલી તારું જ્ઞાન સંભળાવું

નાથ ચરિત્ર વલ્લભ ચરિત્ર સમજી પુષ્ટિ ધન લુટાવું

જીવ જીવ શોધી શોધી પુષ્ટિ દીક્ષા કરાવું

બ્રહ્મ પરબ્રહ્મ મૂળ એકાત્મ પુષ્ટતા જોડાવું

હે કાન્હા! હે પુષ્ટિદાતા! આનંદ ઉમંગ હ્રદય પ્રકટયો તુજ દર્શન ધ્યાવું



હું આવી પ્રિયતમ દ્વાર

હે નાથદ્વારા નાં નાથ

હું લાવી પ્રેમ તણો ઉપહાર

હે જગન્નાથ નાં નાથ

હું સજી મુકુટ કાછની શૃંગાર

હે વલ્લભ નાં શ્રીનાથ

હું વિનંતી કરું પ્રેમધાર

હે ગોપી નાં સનાથ

હું શરણ સમર્પણ જગતાધાર

હે વૈષ્ણવો નાં વિશ્વનાથ

હું પુષ્ટિ નો શિષ્ટાચાર

હે ગૃહ સેવા ગોવર્ધનનાથ



શ્યામ ઓ શ્યામ હે શ્યામ

મારા પ્રિયે ઘનશ્યામ



શુક હે શુક! તુ જ મારો એક સાથી

મીઠું મીઠું બોલે શ્યામ શ્યામ બોલે

જેમ મારી ધડકન બોલે શ્યામ શ્યામ

હે શુક! તુ જ એક મારો સાક્ષી

ગાયે પ્રેમ ગીત જ્યારે શ્યામ મળે

જેમ મારા શ્વાસ દોડે સિસક સિસક

શુક હે શુક! તુ જ મારો રખેવાળ

જ્યાં જ્યાં હું પહોંચું તુ ત્યાં પહોંચે

જે જે ખ્યાલ તે શ્યામ સુધી પહોંચે



યમુના કિનારે વિશ્રામ ઘાટ

વંદન કરીએ નમન કરીએ

પૂજન કરીએ યમુના માત

સાક્ષાત બિરાજે યમુના માત

વલ્લભ બિરાજે યમુના ઘાટ

શ્રી કૃષ્ણ બિરાજે યમુના ઘાટ

વૈષ્ણવ દર્શે યમુના ઘાટ

પુષ્ટિ સ્પર્શે યમુના ઘાટ

સફળ સંકલ્પ કરીએ યમુના ઘાટ

જીવન ધન્ય ધન્ય શ્રી યમુના ઘાટ



નમામિ યમુના મહ: સકલ સિદ્ધિ હેતુ મુદા

મુરારિ પદ પંકજ સ્ફૂરદમંદ રેણૂત્કટામ્

વિશુદ્ધ મથુરા તટે સકલ ગોપગોપીવૃતે

કૃપાજલધિસંશ્રિતે મમ મન: સુખં ભવાય

મમાસ્તુ તવ સન્નીધૌ તનુનવત્વમેતાવતા

સ્વભાવવિજયો ભવેદ્વદતિ વલ્લભ: શ્રીહરે:

## " શ્યામસુંદર શ્રી યમુને મહારાણી ની જય "



નથી ભૂલી પડી શ્યામ તને ઓળખવા

તુ જનમ જનમ નો ભરથાર કેમ ભૂલું હું શ્યામ

ગોલોક ધામ ની હું ચતુર્થ પટરાણી

તારી સાથે ખેલું પુષ્ટિ સૃષ્ટિજ્ઞાની

નહીં વિસરું ઓ સુંદર શ્યામ હું તારી રંગ દામિની

કુંજ નિકુંજ ની પ્રેમ લીલા અનોખી

ગોપ ગોપી વિરહ હું સંગિની

ઝૂરું ઝૂરું પ્રેમ લીલા ભામિની કેમ ભૂલું હું શ્યામ

ઠકુરાણી ઘાટ ની હું પુષ્ટિ પ્રાકટ્ય

વલ્લભ પુષ્ટિ ની હું વૈષ્ણવ ધાત્રી

પુષ્ટિ પ્રજ્ઞાનની સિંચન ભગિની કેમ ભૂલું હું શ્યામ





પ્રેમની લીલા અનોખી

શ્યામ ઝુલાવે ઝૂલણ હિંડોળા

ફાગ ઉડાડે પ્રિયે પ્રિયતમ

એકરૂપ હો આત્મા પરમાત્મા



કણ કણ સામગ્રી ધરી

તૃણ તૃણ વનસ્પતિ જૂટી

રંગ રંગ મિસરી રંગી

બિંદુ બિંદુ અમૃત ઘોળી

શ્યામ તને જમાડું શ્યામ વાળુ કરાવું

મનનાં ઉમંગ થી ભોજન  બનાવ્યા

તનનાં તરંગ થી વ્યંજન લસોટીયા

અતિરેક આનંદ નાં જળ કળશ ભર્યા

પધારો અધરામૃત કાજ શ્યામ આવો ને જમવા





હે માં! આપની કૃપા ન્યારી

મુઝમાં પુષ્ટિ સિદ્ધાંત પ્રકટાવી

મને પરબ્રહ્મ માર્ગ દર્શાવી

કૃત કૃત કરી વિશુદ્ધતા જગાવી

જગતનિયંતા શોધ જ્યોત પ્રજવલ્લીતી

થયો હું પુષ્ટિ કેરો દાસ

સ્વીકારો અંતર આતમ દંડવત પ્રણામ



શ્યામ તારો છે આધાર આ વ્રજ નાર ને

શ્યામ તારો છે જુહાર આ વિરહ ધાર ને

શ્યામ તારો છે શિકાર આ મૃગ તૃષ્ણા ને

શ્યામ તારો છે શૃંગાર આ સ્વસ્તિ વર્ણા ને

શ્યામ તારો છે વિહાર આ મધુર મુગ્ધા ને

શ્યામ તારો છે ખુમાર આ પ્રેમ વીરાંગના ને



શ્યામ મને સેવીકા સ્વીકારો

શ્યામ મને પ્રેમ ઊર્મિઓ સજાવો

શ્યામ મને ચરણ સ્વીકારો

શ્યામ મને રાસ રમાડો

શ્યામ મને રંગ રંગાવો

શ્યામ મને શરણ અપનાવો



મેં તો પહેરી ચૂંદડી તારા નામ ની

મેં તો ધર્યો મોર મુકુટ તારા નામ નો

મેં તો પુર્યું સુહાગ તારા નામ નું

મેં તો સોહાવયુ તિલક તારા નામ નું

મેં તો મહેકાવ્યો ફૂલ ગજરો તારા નામ નો

મેં તો ગૂંથાવી કંઠ માળ તારા નામ ની

મેં તો સજાવ્યા કંગન તારા નામ નાં

મેં તો ગંઠાવી પાયલ તારા નામ ની

મેં તો સંવારી સ્વ નવોઢા કન્યા તારા નામ ની

મેં તો શૃંગારી સ્વ વધૂ તારા નામ ની



મોડું ના કરતો શ્યામ મને અંધારા નો ડર લાગે

તુ આવજે વહેલો શ્યામ મને એકલતા નો ડર લાગે

સાથ સાથ સુધી હાથ પકડજે

હાથ ઝાલી ને હિલોળા હલાવજે

મારો તરછોડતો ન હાથ મને છુટવાનો  ડર લાગે

કદમ કદમ વધતા નયન એક એક કરજે

પ્રેમ મહેકતા અધર ને ચુમજે

મારો હડસેલતો ન આધાર મને વિરહ નો ડર લાગે



ગોપ ગોપીઓ સાથે રમે

મારા મનને સંશય માં રાખે

તારો કેમ કરે હૃદય વિશ્વાસ

શ્યામ મને પ્રેમ કરે?

સખા સખી સંગ લીલા ખેલે

મારા હૃદયને ઠેસ પહોંચાડે

તારી કેમ કરે આશ

શ્યામ મને પ્રેમ કરે?

વાંસળી નાં નાદે દોડી દોડી આવું

ગૌચારણ ધૂળી એ ભાગી ભાગી આવું

તારી કેમ પુરૂ તરસ

શ્યામ મને પ્રેમ કરે?



પહોંચી હું નિકુંજે તારી દર્શન કાજે

ભાળ મળી તુ છે ગોવર્ધન પર્વતે

પહોંચી ગોવર્ધન પર્વતએ તારા વાળું કાજે

સંદેશ મળ્યો તુ છે વૃંદાવન વને

પહોંચી વૃંદાવન વને તારા શૃંગાર સાજે

કહેણ મળ્યું પ્રિયે પહોંચ ઠકુરાણી ઘાટે

પહોંચી ઠકુરાણી ઘાટે વાંટ જુએ પ્રેમ પંથે

નજર નજર એક થઈ તારા રંગમાં રંગાઈ ગઈ



તારી નજર ની હું દીવાની

તારા પ્રેમ ની હું હરણી

મારી ચૂંદડી એ ચટકાળા

તારા પ્રતિબિંબ નાં પડછાયા

તુ અંગ અંગ ચિપકાયો પ્રેમ સંગ નો

તારી પંકજ માળ ની દાસી

તારી પ્રીત ની ઉપાસી

તારા તીરછી નજર ની તરસી

નયન નયન નાં તીર ની સિસકી

પ્રેમ અમી સ્પર્શયો અનુભૂતિ નો



હે પ્રિયે! મારા હ્રદય માં તુ સમાય તારા હ્રદય માં હું

હે શ્યામા! મારા રંગ રંગ માં તુ તારા રંગ માં હું

હે પ્રિયે! મારા અંગ અંગ માં તુ તારા અંગ અંગ માં હું

હે શ્યામા! મારા રગ રગ માં તુ તારા રગ માં હું

હે પ્રિયે! તારા શરણ માં હું મારા કરણ માં તુ

હે શ્યામા! મારા ધર્મ માં તુ તારા ધર્મ માં હું



ભૂલી આવી છોડી આવી માતાપિતા

શ્યામ તારી કાજ રાખી પ્રેમ ની લાજ

તોડી આવી ત્યાગી આવી સર્વે બંધન

શ્યામ તારી રાજ સંવરું સંસ્કાર તાજ

ભક્તિ પ્રેમ લક્ષણા પુષ્ટિ પ્રેમ રક્ષણા

શ્યામ તારી સાખ કરું સમર્પણ સાજ



ધનઘોર ઘટા ઘડડડ ગાજે

મયૂર થૈ થૈ નાચ નાચે

પપીહા પીયુ પીયુ ટહૂક ગાયે

મન તારી લીલા જગાવે

શ્યામ તુ આવ આવ આવ

મને તારા ખ્યાલ વિહળે



મન મારું આનંદ આનંદ ધાજે

યુગલ દર્શન પામ્યા નયન આજે

તનડુ પાગલ બન્યું શરણ કાજે

લાવી પંકજ વૈજયંતી માળા

પહેરાવું પ્રિયતમ પ્રિય શૃંગારે

ઉર્મિ ઊભરી પ્રેમ મિલન વિહારે

રાધા શ્યામ શ્યામ શ્યામ શ્યામ

યમુના માધવ માધવ ઘનશ્યામ



શ્યામ પિયા તુ આવ હું લાવી કમળ માળ

મારા પ્રેમની પંકજ માળ ભટકું લોક ભુવન સંભાળ

કરું ક્ષણ ક્ષણ વિરહ પુકાર

તુ આવ મારા નિકુંજ દ્વાર

નિકુંજ દ્વાર પર હું ઉભી છું

પ્રેમ પ્રતિક્ષા ઘડી ઘડી કરું છું




હે યમુના! તુ શ્યામ છે યા શ્યામા છે

તેં સાંવરો રંગ ધર્યો યા તેં સાંવરો રંગ સ્વીકાર્યો

તુ સૂર્ય ની સુતા તુ યમદેવ ભગિની

તુ છાયા પુત્રી તુ તાપ્તી બહની

તારા માતાપિતા તન રંગ ગૌર તારા ભાઈ બહની  ગૌર

તુ કેમ શ્યામ શ્યામ સલૌની ?

હું ચતુર્થ પ્રિય મહારાણી હું શ્યામ પ્રેમ રંગાણી

હું પુષ્ટિ પટરાણી વ્રજ ની ઠકુરાણી

મેં ઓઢયો આંચલ શ્યામ તણો

હું થઈ શ્યામ પ્રિયતમ પ્યારી

હું શ્યામ શ્યામ શ્યામા શ્યામા શ્યામ



હે યમુના! તારી પ્રીત નો રસ મધુર મધુર

હે યમુના! તારો શ્યામ પ્રેમ મધુર મધુર

હે યમુના! તારી પુષ્ટિ અમૃત ધારા મધુર મધુર

હે યમુના! તારો શ્યામ રંગ મધુર મધુર

હે યમુના! તારી નિકુંજ લીલા મધુર મધુર

હે યમુના! તારો શ્રીનાથ શૃંગાર મધુર મધુર

હે યમુના! તારી રાસ લીલા મધુર મધુર

હે યમુના! તારો પુષ્ટિ નેહ મધુર મધુર

હે યમુના! તારી પુષ્ટિ માધુર્ય મધુર મધુર



હે ગોપ! હે ગોપી! હે વૈષ્ણવ! હે પુષ્ટિજીવ!

હું આવી તમારે દ્વારે પ્રેમ ઉમંગ થી

હું પધારી તમારે આંગણિયે પુષ્ટિ ભક્તિ થી

શ્રી વલ્લભ પુષ્ટિ સિદ્ધાંત સ્વીકારી મધુર મધુર જીવ જીવન કર્યું

કદમ કદમ પુષ્ટિમાર્ગ તણું જીવન ભર્યું

અંગ અંગ પુષ્ટિમાર્ગ કેરું સમર્પણ ખીલ્યું

શ્રી વિઠ્ઠલ ગુણ સેવા જગાવી મધુર મધુર જીવ જીવન પુર્યું

હું પધારી તમારે આંગણિયે પુષ્ટિ રંગ થી

નિત નિત આનંદ ઉત્સવ મન મનોરથ થી

શ્રી અષ્ટસખા પુષ્ટિ જ્યોત પ્રકટાવી મધુર મધુર જીવ જીવન વર્યું



આવો સખી રમીએ શ્રી કૃષ્ણ લીલા રે

આવો સખી ઝૂમીએ શ્રી કૃષ્ણ રંગમાં રે

સોળ શૃંગાર સજી રુમઝુમ નાચું પ્રિયતમ કાન્હા ને અંગ અંગ પ્રકટાવું

ઝાંખી કરીએ રાસ રચીને

આવો સખી રમીએ શ્રી કૃષ્ણ લીલા રે

કુંજ નિકુંજ થી ફૂલડાં ચૂંટીએ

રંગ રંગ ફૂલ માળા શોભાવી પ્રિય પ્રિયતમ ને હ્રદય પ્રીત લુટાવું

પ્રેમ લુટાવીએ ફૂલડાં ઓવારીને

આવો સખી રમીએ શ્રી કૃષ્ણ લીલા રે

આવો સખી ઝૂમીએ શ્રી કૃષ્ણ રંગમાં રે



હે વલ્લભ! અખંડ ગુણ સાગર

સ્વીકારો અમ અંતર પ્રેમ વરણ રે

હું યમુના પુષ્ટિ વચનાં

તમ તમ પુષ્ટિ સિદ્ધાંત પુરું રે

હું શ્રીનાથ પરબ્રહ્મ પરમાત્મા

તમ તમ પુષ્ટિ જીવ સ્વીકારું રે

સ્વીકારો અમ અંતર પ્રેમ વરણ રે

હે વલ્લભ! અખંડ ગુણ સાગર

ગોપાલ હે ગોપાલ!

ગોપાલ હે ગોપાલ!

મને નીંદરું ન આવે મને યાદ તારી સતાવે

હું ઝબકી ને જાગુ મને સ્વપ્ન માં આવે

તારી વાંસળી સંભળાય તારી લકુટી ખખડાય

તારી લીલા નો નાદ તારા પ્રેમ નો સાદ

તારી તરફ ધ્યાય તારી તરફ આકર્ષાય

શ્યામ શ્યામ! હે શ્યામ!



યમુના યમુના યમુના યમુના

તું મારી પુષ્ટિ પટરાણી તું અનહદ પ્રેમ ધાત્રી

શ્રી વલ્લભ જીવ પુષ્ટ કરે વૈષ્ણવ ગૃહસ્થ ધર્મ સિંચે

વૈષ્ણવ જીવ ધરણી શ્રીનાથ પરમ પાત્રી

લોક પરલોક પુષ્ટિ પ્રચંડ કરે બ્રહ્માંડ કેરી શાસ્ત્રી

યમ કુબેર નિયમન સ્વીકારે તાપ્તી કૃષ્ણા ઋણ ભંજન ત્યાગે

પુષ્ટિ લોક ની પરમ દુલારી ક્ષણ ક્ષણ પય પાન કરાવે

કૃષ્ણ કૃપાળુ શ્રી વલ્લભ દયાળુ ગિરિરાજ નિરાળુ શ્રી યમુના પ્રેમાળુ



હે કાન્હા તારે પ્રીત હે કાન્હા તારે રીત

હે કાન્હા તારે ગીત હે કાન્હા તારે જીત

કુંજ નિકુંજ વન ઉપવન

પ્રેમ લીલા તન મન જીવન

મારા આંચલે મારા નીરે મારા કદંબે

અંગ અંગે રંગ તરંગે ઉર ઉમંગે

વનસ્પતે ફૂલ કીટકે પંખી પક્ષીએ

પુષ્ટિ પ્રકાશ પ્રગાઢે પુષ્ટિ લીલા પ્રકટાવે

રજ રજ કણ કણ પુષ્ટિ જ્યોત જગાવે



શ્યામ તણી શ્યામ ભણી શ્યામ ઋણી શ્યામ

શ્યામ કરણી શ્યામ વરણી શ્યામ શરણી શ્યામ

શ્યામ પૂરણી શ્યામ ચરણી શ્યામ ગૃહિણી શ્યામ

શ્યામ ભરણી શ્યામ તરુણી શ્યામ વિરહણી શ્યામ



યમુના કિનારે વ્હાલો ઉભો મારી વાટે

પ્રેમ નાં વચને બાંધે રસ રસ લુટાવે

મધુર મુરલી તાન ની ધૂન થી બોલાવે

એક એક કાન્હા એક એક ગોપિ કરે લીલા અનોખી

રંગ રંગ રંગે સૌને સ્વ રંગમાં તરબોળે

આનંદ પરમાનંદ અમૃત પીવડાવે




મને નયન દ્રષ્ટિ થી સુઝે

મને મન તરંગ થી સુઝે

મને તન સ્પંદન થી સુઝે

મને ધન વૃત્તિ થી સુઝે

મને જીવન કૃતિ થી સુઝે

છે મારો કાન્હ મારી વ્રજયે

છે મારો શ્યામ મારી અજયે

છે મારો મુકુંદ મારી હ્રદયે

છે મારો મુરારિ મારી પ્રમયે



હે યમુના નાં પ્રાણ નિશ દિન તમને યાદ કરું

હે યમુના નાં જાણ નિશ દિન તમને સાદ કરું

હે યમુના નાં ધ્યાન નિશ દિન તમને મન સ્મરું

હે યમુના નાં વિહાન નિશ દિન તમને તન ધરું

હે યમુના નાં દીયાન નિશ દિન તમને ધન વરું

હે યમુના નાં નમન નિશ દિન તમને વંદન કરું

હે યમુના નાં મનન નિશ દિન તમને મગન કરું

શ્રી યમુના નાં સૃજન નિશ દિન તમને જ્ઞાનેન સ્ફૂરું

હે યમુના નાં શુદ્ધાન્ નિશ દિન તમને શ્રવણ કરું




પધારો પધારો નંદ લાલ આવો મારે દ્વાર

આનંદ ઉમંગ લુટાવું હે ગોપાલ!

સખા સખી લાવ્યા મારે દ્વાર ખેલ ખેલો મારે દ્વાર

સંતાકૂકડી છુપાછુપી ગેંડી દડો રમો મારે દ્વાર

ભાત ભાત નાં ભોજન જમાડું મન ભાવન વ્યંજન ખવડાવું

ફાગ રંગ હોળી રસિયા ઉડાડો મારે દ્વાર

પધારો નંદલાલ પધારો ગોપાલ



હે પુષ્ટિ જીવ! હું આવી તારે દ્વાર

તુ શ્રી વલ્લભનો પ્યારો તુ ગોવર્ધન ગિરિનારો

તુ પંથક પુષ્ટિ ખેડનારો તુ ડગ ડગ સિદ્ધાંત આચરનારો

તુ દાસત્વ સેવા ડૂબનારો તુ વ્રજ પરિક્રમા કરનારો

તુ પુષ્ટિ રંગમાં રંગનારો તુ પુષ્ટિ રજમાં રમનારો

તારી પ્રીત શ્રીનાથજી સ્વીકારે હું સદા રહું તારી સંગાથે

તુ યમુનાનો દુલારો તુ પુષ્ટિમાર્ગ નો રખવાળો



યમુના! યમુના! યમુના!

હે મારી ચતુર્થ પ્રિયા!

તને પ્રેમ ઉર્મિ લુટાઉં

તને સર્વ શૃંગાર સજાવું

તારી માંગ પુષ્ટિ પ્રેમ ભરું

તારે કપોલ પ્રેમ તિલક સોહાઉ

તને અંગ અંગ લગાઉં

તારો રંગ અંગ ઉભરાઉ

હે શ્યામા!



દૂર દૂર તું અનંત દૂર પ્રિયે

અપલક નયન વિરહ દર્શાવે

અવિરત આતમ અમૃત વરસાવે

અધર નામ સ્મરણ સાદ ગૂંજવે

શ્વાસ કૃષ્ણ કૃષ્ણ સિસકાવે

તું કહે કાન્હા! તને કેવો નાદ સંભળાવે?



દોડી આવી પ્રિયે અનંત ગુણ લઈ

તારા પર વારી સુધ બુધ ખોઈ

સમર્પ સકળ સિદ્ધિ જીવન ધ્રાતા

સ્ફૂરું ઉત્કટ રેણું પ્રેમ વિધાતા

સમધુ પરંપરા સેવ્ય દોલોત્તમાં

કરું સઘોષ પ્રેમ ઉત્તેજના

આઉં તારે દ્વાર પ્રિયતમ

ધ્યાઉં પુષ્ટિ પંથ નિહારવા



હું સૂરજ સૂતા મારા યમ ભ્રાતા

હું પુષ્ટિ વિધાતા મારા શ્રીનાથ દાતા

હું સમધિરુઢદોલોત્તમા હું સુરાસુર પુજીતા

હું મુરારિ પદ પંકજા હું પ્રિયાભિરિવ સેવિતાં

હું પ્રકટ મુક્તિકા વાલુકા હું પ્રિયંભાવુકા

હું હરિ પ્રિય કલિંદયા હું હરેર્યથા ગોપિકા

હું તનુનવત્વ મેતાવતા હું મુકુંદપ્રિયા



હંસો નાં રથ માં શુક મયૂર પંખ થી હું આવી તારે સમીપે

વૈષ્ણવ જન નાં ઉમંગે પુષ્ટિ રંગ નાં રંગે આવી તારે સંશ્રિતે

સઘોષ ગતિ ધરી મુકુંદ રતિ ભરી હાથ ધરી પંકજ માળ

તરંગ ભુજ કંગન પહેરી નિતંબતટ સુંદરી શોધું પંથ નિહાળ

નવ કાનન શૃંગાર સજી પ્રકટ પુષ્પામ્બુધિ અનંત ગુણ ભૂષિતે

જયતિ પદ્મબંધ વિરહી પ્રિયાભિરિવ સેવિ વ્રજરજ સિંચતે

પત દમંદ તરંગ ભરી શ્યામ દોડી આવું તારી સમીપે

તારા નામ સ્મરણ શ્યામ પ્રિયા સ્વીકાર જે હે પુષ્ટિ શ્રુતે



મને શ્યામ થવું ગમે મને શ્યામા થવું ગમે

મને ગોપિ થવું ગમે મને યમુના થવું ગમે

જળ બિંદુ અંગો ભરી શ્યામ રંગ ધરી

તારે શરણે આવવું ગમે તારી ચરણે આવવું ગમે

પુષ્ટિ માર્ગ કદમ ચાલી પુષ્ટિ જીવ સ્વીકારી

તને સોંપવું ગમે પંકજ માળ પહેરાવવું ગમે

મને કાલિંદી થવું ગમે મને યમ ભગિની થવું ગમે

વ્રજ રજ કંકણ થવું ગમે વૈષ્ણવ કષ્ટ ભંજન થવું ગમે

મને તુ ચાહે તે થવું ગમે તુ સ્વીકારે તે થવું ગમે

શ્યામ ઓ શ્યામ! શ્યામ ઓ શ્યામ!



યમુના યમુના યમુના યમુના

તુ શ્યામા મારી આશ વ્યોમા

ક્ષણ ક્ષણ એક આશ જાગે

ક્ષણ ક્ષણ એક તરસ ઉઠે

શ્યામા શ્યામા શ્યામા શ્યામા

તારી તડપ તારી ભડક

એક જ આશ એક જ તરસ

એક જ લક્ષ એક જ રસ

તારા દર્શન તારા ગુણગાન

યમુના યમુના યમુના યમુના



હું દોડી પત દમંદ પૂરોજ્જવલા

હું દોડી વિલાસ ગમનોલ્લસ

હું દોડી સઘોષ ગતિ દંતુરા

હું દોડી તરંગ ભુજ કંકણ

હું દોડી પ્રકટ મુક્તિ વાલુકા

હું દોડી સ્મરશ્રમ જલાણુંભિ

હું દોડી સમસ્ત દુરિત ક્ષયો

હું દોડી ભવતિ મુકુંદે રતિ

હું દોડી તયા સકલ સિદ્ધયો

હું દોડી સ્વભાવ વિજયો ભવેદ

હું દોડી દ્વદતિ વલ્લભ: શ્રીહરે:



પંકજ ચરણ પંકજ ધરણ

પંકજ સમર્પણ પંકજ કરણ

પંકજ પૂરણ પંકજ કિરણ

પંકજ શરણ પંકજ સગુણ

પંકજ રમણ પંકજ ભ્રમણ

પંકજ પ્રવણ પંકજ લક્ષણ

પંકજ રૂપણ પંકજ ભૂષણ

પંકજ સપૂર્ણ પંકજ કારણ

પંકજ શ્રવણ પંકજ પ્રમાણ

પંકજ બ્રાહ્મણ પંકજ રક્ષણ

પંકજ કર્મણ પંકજ ધર્મણ

પંકજ પારાયણ પંકજ નારાયણ



વાંટ જોઉં હું પુષ્ટિ જીવ તારી

પુષ્ટિ સંસ્કાર અપનાવ્યા રે

જન્મ જન્મ થી વિખોટો તુ

શ્રી વલ્લભ બ્રહ્મ સંબંધ કીધા રે

પુષ્ટિ સેવા તારી હાથ ઝાલી

શ્રીનાથ શરણ કર્યા રે

બ્રહ્મ જીવ જીવન તારું

પરબ્રહ્મ એકાત્મ સ્વીકાર્યા રે

# પુષ્ટિ ધાત્રી શ્રી યમુનાજી





Inspiration of vibration creating by experience of

life, environment, real situation and fundamental elements

## *"Vibrant Pushti"*

53, Subhash Park, Sangam Char Rasta

Harni Road, City: Vadodara - 390006

State: Gujarat, Country: India

Email: vibrantpushti@gmail.com



## " जय श्री कृष्ण "